# અજીર્ણમંજરી

 વૈદ્યક ગ્રંથ.

एटले

જુદા જુદા ખોરાકના અપચા-ઉપર

ભિન્ન ભિન્ન ઉપચાર.

---

તે

મુળ સંસ્કૃત સાથે ગુજરાતી ટીકા સહીત



દોહરો.

ખાવા તણા ખોરાકની, રાખો નહીં કયાસ;
અજીર્ણ તેનાં નહીં થવા. પુસ્તક લ્યો આ-પાસ.



નડીયાદ:

સત્યસાગર પ્રેસમાં છાપ્યો.

---

કિંમત આના બે.

# અજીર્ણમંજરી

વૈદ્યક ગ્રંથ.

એટલે

જુદા જુદા ખોરાકના અપચા-ઉપર

ભિન્ન ભિન્ન ઉપચાર.

---

તે

મુળ સંસ્કૃત સાથે ગુજરાતી ટીકા સહીત

છપાવી પ્રસિદ્ધ કરનાર

વૈદ્ય મયારાંમ સુંદરજી અને ભટ ત્રંબક જટાશંકર વૈદ્ય.

કુંડલા-પ્રાંત કાઠીયાવાડ.

---

દોહરો.

ખાવા તણા ખોરાકની, રાખો નહીં કચાસ;
અજીર્ણ તેનાં નહીં થવા, પુસ્તક લ્યો આ-પાસ. ૧

નડીઆદ

સત્યસાગર પ્રેસમાં છાપ્યો.

---

કિંમત આના બે.

# પ્રસ્તાવના.

વૈધક વિષય એ મનુષ્યની આરોગ્યતા સાચવવાનું મુખ્ય સાધન છે. અને તેમાં પણ રોગ ટાળવાનાં ભિન્નભિન્ન શાસ્ત્રો છે, તે કરતાં જે રોગ નહીંજ થવા દેવાને કે થતા અટકાવવાને માટે મુખ્ય ને પ્રથમ વૈધકઅંગ જે " આરોગ્ય રક્ષણ શાસ્ત્રછે " તેની વૈદ્યોને તો શું, પણ અન્ય મનુષ્યોનેય, જે વારંવાર વૈદ્યોના ખપ પડે છે તે નહીં પડવા માટે આરોગ્ય રહેવા ઘર ઘર દીઠ જરૂર છે. એવાં તન્દુરસ્તી જાળવનારાં શાસ્ત્રો, યુરોપ આદિ સુધરેલા દેશોમાં ઘર ઘર પ્રત્યે હોય છે. અને આપણે પણ ઉત્તમ પણે આરોગ્ય રહેવા એ સંબંધમાં એટલી જરૂર છે. આ પુસ્તક " અજીર્ણ મંજરી " એ આરોગ્ય રક્ષણ સાસ્ત્રમાંનો એક મુખ્ય ભાગ છે. અને તે પ્રાચીન રૂષીઓની વૈધ વિધાથી નિર્માણ થયેલો છે. જે જે રોગ થાય છે તે શરિરમાં રક્ત આદિ કાચાને વિકૃત રસ થવાથી થાય છે. અને તેવી રોગ જનક રક્ત વિકૃતિ વિગરે અજીર્ણ વડે થાયછે. કારણ, અજીર્ણ એ ખાધાના ખોરાકનું સંપૂર્ણ રીતે નહીં પચવું થવાથી થાય છે. માટે સર્વેને ઘટિત છે કે, કોઈ પણ ખોરાક વધારે, ઘટાડે ભક્ષણ થવાથી અજીરણ ( અપચો ) થયેલ માલમ પડે તો તેનો તુર્ત બનતો ઈલાજ કરવો. આ ગ્રંથની એ ખુબીછે કે, કેટલાક અન્નનાં અજીર્ણ તો, તેના વિરૂદ્ધ અન્ય અન્ન જમવાથીજ, તે તેનો ઉપાય થઈ પડી મટાડે છે; તે સુગમ છે. શરીરમાં ઘણા રોગો અજીરણ વડે લોહી વીગરે વિકૃત થવાથી થાય છે, અને શરીરનો મુખ્ય જીવન સંબંધ ખોરાકપર આધાર રાખે છે. માટે સર્વેએ આવા આવા ગ્રંથોથી શરીર તન્દુરસ્તી સાચવવાના વાકેફગાર રહીને ખોરાકનાં અજીરણ થવાથી તેના બનતા ઈલાજ લઈ આરોગ્ય રહેવું જરૂરનું છે. આરોગ્ય રહેવાને બીજાં સાધનો એથી વધારે શ્રેષ્ટ ન ગણાય; અને અમારો પણ તે માટેજ આ પ્રથમ પ્રયત્નછે. આરોગ્ય રહેવાને-આ પ્રથમ ને મુખ્ય રસ્તો સૂચવ્યોછે, તેમ-( વૈધક ગ્રંથદ્વારા ) બીજા ઉપાય પણ રફતે રફતે સૂચવતા રહીશું.

આ ગ્રંથની અંદર અજીરણના ભિન્ન ભિન્ન ઉપાય ભરપુર સારા વૃતના શ્લોક છે; અને તે સાથે તેની ગુજરાતિ અર્થ વાળી સરળ ટીકા છે. કે જેથી સંસ્કૃત ભાષાના અજાણ સાધારણ લોકોને પણ સમજવું સુગમ પડશે. આ ગ્રંથ અંદર જે જે અજીરણના ઉપાય છે, તેમાં તે કેટલા વજનથી લેવા એમ ગ્રંથકારે લખેલ નથી તોપણ તે માટે સારંગધર ગ્રંથમાં આવેલા તે વિશેના નિયમો પરથી સમજવું સુગમ છે. જયાં રસ-સ્વરસ કહેલ હોય ત્યાં એકથી બે તોલા લેવું. જયાં ચૂર્ણ, ગુટિકા હોય ત્યાં, તે પાથી અર્ધા તોલા પર્યંત (ઝેરી પદાર્થ નહીં ) સમજવું. જયાં તેલ, ઘી, સાકર, મધ વીગરે કહેલા હોય ત્યાં તે ચાર ચાર તોલા સમજવું. અને ફળ, દુધ, દહીં, છાસ, કાંજી, અન્ન વિગરે અજીરણ સમનાર્થે કહેલ હોય તો તે યથેચ્છ આહારના રૂપમાં અલ્પ વજનથી સમજવું. આ ગ્રંથમાં ઘણા પદાર્થથી થતાં અજીરણ; બીજા તે વિરૂદ્ધ ખોરાકના પદાર્થથી મટે તેમ બતાવેલ છે, તેથી ઘણે ભાગે તેવામાં વજનની જરૂર પણ છે નહીં. છેવટ આ ગ્રંથમાંના શ્લોક, અને તેના અર્થ દર્શાવતાં જો કયાંય, ખાંમી રહેલી જણાય તો, તે ક્ષમા કરી બતાવશો, કે તે બીજી આવૃતિમાં સુધારીશું. એજ.

તા. ક.

આપણાં જાડાં લોકો, અજીરણને કોઠે ભાર રહ્યો કે ધચરકા વિકાર થયો એમ કહેછે. અને કેટલાંક કપચ ગયું, કે કાળ જે અગર કોઠે ચોટયું એમ પણ બોલે છે.



# અજીર્ણમંજરી

અર્થાત્.

અજીર્ણો પચાર વૈદ્યક. १८२५



श्लोक.

अजीर्ण प्रभवारोगास्तदजीर्णं चतुर्विधं ॥

आमं विदग्धं विष्टब्धं रसाजीर्णं चतुर्थकं ॥ १ ॥

અર્થ—મનુષ્યોને અજીર્ણ (અપચા)થી રોગ થાય છે. તે અજીર્ણ આમ, વિદગ્ધ, વિષ્ટબ્ધ; અને રસાજીર્ણ, એમ ચાર પ્રકારનું છે.

ચાર પ્રકારના અજીર્ણનાં લક્ષણ.

आमेच सद्य उद्गारो विदग्धे चोदर व्यथा ॥

विष्टब्धे चांगभगः स्याद्रसशेषेधिजृंभणं ॥ २ ॥

અર્થ—આમાજીર્ણ થયું તો બહુ ઓડકાર આવે, ને વિદગ્ધાજીર્ણથી પેટમાં દુખે છે; અને વિષ્ટબ્ધાજીર્ણ થયું તો અંગ ભંગ થાય છે, ને રસશેષ અજીર્ણથી બગાસાં આવે છે.

ચારેય અજીર્ણ ઉપર સામાન્ય ઉપચાર.

आमे चोष्णो दकं पेयं दग्धे चोदर स्वेदनं ॥

विष्टब्धे रेचनं चैव शयनं रस शेषके ॥ ३ ॥

અર્થ—આમાજીર્ણ થયું તો ઉનું પાણી દેવું. વિદગ્ધાજીર્ણમાં પેટ શેકવું, વિષ્ટબ્ધાજીર્ણ ઉપર રેચક દેવું; અને રસશેષાજીર્ણ શમન માટે શયન કરવું.

અજીર્ણ પચનના દિવસ.

घृताजीर्णेदिनाः पंच तैले द्वाशदकस्तथा ॥

तिथि सख्या पयस्युक्ता दध्निवा विंशाति स्मृता ॥४॥

અર્થ—ઘીનું અજીર્ણ પાંચ દિવસે, તેલનું બારે, દુધનું પનરે, દહીંનાને વીસ દિવશ † પચન થવામાં લાગે છે.

आमान्नं सप्त रात्रेण दधिषोडशभिस्तथा ॥
क्षीरंविंशातिभिर्ज्ञेयंमांसमासेनपच्यते ॥ ५

અર્થ—કાચા અન્નનું અજીર્ણ સાત રાત્રીએ, દહીંનું શોળ દિવસે, દુધ વીસ દિવસમાં; અને માંસ મહીને પચન થાય છે.

उष्णोदकंघृताजीर्णेतैलाजीर्णेचकांजिकं ॥
गोधूमेकर्कटिःश्रेष्टा कदल्याम्रफलेघृतं ॥ ६ ॥

અર્થ—ઘીનું અજીર્ણ થયું તો ગર્મ પાણી દેવું, ને તેલના અજીર્ણ ઉપર કાંજી દેવી, ઘઉના અજીર્ણ ઉપર કાકડી ખાવી, અને કેળાં ને કેરી, તેના અજીર્ણ ઉપર ઘૃતપાન કરવું.

नारीकेलफलेपुतंदुलमथ;क्षीरंरसालेहितं; जबीरोत्थर सोघृते-
समुचितःसर्पिस्तुमोचाफले ॥ गोधुमेपुचकर्कटीहिततमा चा
मात्तयेकांजिकं नारंगेगुडभक्षणंप्रकथितंपिंडालुकंकोद्रवे ॥ ७

અર્થ—નાળીએરના અજીર્ણ ઉપર ચોખા, કેરીના અજીર્ણ ઉપર દુધ, ઘીના અજીર્ણ ઉપર લિંબુનો રસ, કેળાના અજીર્ણ ઉપર ઘી, ઘઉના અજીર્ણ ઉપર કાકડી, આમાજીર્ણ ઉપર કાંજી, નારંગીના અજીર્ણ ઉપર ગોળ; અને કોંદ્રા ધાન્યના અજીર્ણ ઉપર શ્વેત રતાળુ ખાવાં

पिष्टान्नेसलिलं मियालफलजेपथ्याहितामाषजे,खंडंक्षीरभ
वेतुतक्रमुचितंकोष्णाबुकालिंगजे ॥ मात्स्ये चूत फलंत्व

† અજીર્ણ (અપચા) નું પાચન એ એકજ પાચન થાય છે એમ નહીં સમજવું; પણ તે સાથે તેનાથી બનેલા કાચા લોહીથી જે શીળશ વિગેરે શરીર વિકાર થાય છે, તે મટવાને લોહીને, તેથી થએલા આમ ( કાચા ) રૂપમાંથી સુધરીને પૂર્વ રૂપમાં આવવાને તે ગણાવ્યા દિવસો લાગેછે એમ સમજવું.

जीर्णशमनंमघ्वंबुपानासये तैलंपौष्करजेकटुमशनंशेष।स्तनुध्वा जयेत् ॥ ८ ॥

અર્થ—પિષ્ટાન્ન (લોટથી બનેલાં ભોજન)ના અજીર્ણ ઉપર પાણી, ચારોળીના અજીર્ણ ઉપર હીમજ, અડદના અજીર્ણ ઉપર સાકર અથવા વડાગરૂં મીઠું, દુધના અજીર્ણ ઉપર છાશ, ને તરબુચ, કાલિંગડાના અજીર્ણ ઉપર ગર્મ પાણી, માંછલાના અજીર્ણ ઉપર આંબા, મછના અજીર્ણ ઉપર મધ પાણી; અને એરંડીઆના અજીર્ણ ઉપર શરસીયું તેલ દેવું.

पनसेकदलंकदलेचघृतंघृतपाकाविधावपिजंभरसः ॥
तदुपद्रवशांतिकरंलवणंलवणेपिचतंदुलवारिपरं ॥ ९ ॥

અર્થ-ફનસના અજીરણ ઉપર કેળાં, કેળાના અજીરણ ઉપર ઘી, ઘીના ઉપર લિંબુનો રસ, લિંબુના રસના ઉપર મીઠું, ને મીઠાના અજીરણ ઉપર ચોખાનું ધોણ દેવું.

नारिकेलफलतालमूलयोः पाचनं यईहतंदुलंविदुः ॥
तेवदंतिमुनयोथतंदुलान्क्षीरवारिपरिपाचयत्पि ॥ १० ॥

અર્થ-નાળીએર, તાડફળ, ને મુળ, એના અજીરણ ઉપર ચોખા પાચન છે. અને ચોખાનું અજીરણ, દુધ પાણી પચાવે છે. એમ મુનીઓએ કહેલ છે.

दाडिमामलकतालतिंदुकाबीजपूरलवलीफलानिच ॥
वाकुलंफलमतीवपाचयेत्पाकमेतिबकुलंस्वमूलतः ॥ ११ ॥

અર્થ-દાડમ, આંબળાં, તાલફળ, ટિંડોરાં (ઘોલાં) બીજોરૂં, ને કેળાં, એના અજીરણ ઉપર બોલસરીનાં ફળ પાચક છે, અને બોલસરી ફળનું અજીરણ તો બોલસરીનાં મુળથીજ પચન થાય છે.

माधुकमालुरनृपादपानांपरूषखर्जूरकपित्थकानां ॥
पाकायपेयंपिचुमंदबीजंसिद्धार्थकोहंतिचबीजपूरं ॥ १२ ॥

અર્થ-મવડાં અગર મધ, બીલીફળ, કોઠાં, રાજભાત, ફાલસા, (પરદેશી મેવો), ખજુર, એના અજીરણનું પચન થવા માટે

લીંબોળીયું વાટીને દેવી; અને બીજોરાનું અજીરણ સરસવ ના
શ કરે છે.

मृणालखर्जुरकहारहूराकसेसश्रृंगाटकशर्कराणां ॥
यथाविपाकापचभद्रमुस्तंतथारसानेषुपयःप्रशस्तं ॥ १३ ॥

અર્થ-બીસે (દક્ષણી મેવો) ખજુર, દ્રાક્ષ, શીગોડાં, અને સાકર, એના અજીરણ ઉપર ભદ્રમોથ (મોથ) દેવી; અને લસણના અજીરણ ઉપર દુધ દેવું.

आम्रातकोदुंबरपिप्पलीनांफलानिचप्लक्षवटादिकानाम् ॥
त्रिश्वौषधंपर्युषितोदकेनसौत्रचलेनाम्रफलश्यपाकं ॥ १४ ॥

અર્થ—અંજીર, ઉંબરાં, વડના ટેટા, પીપર ને પીપળાની પીપડીયું, એના અજીરણ ઉપર થંડા પાણીમાં શુંઠ વાટીને પાવી,અને કેરીનું અજીરણ સીંધા લુણથી પચન થાય છે.

सौत्रीरंफलमुष्णवारिहन्यात्प्राचीनामलकंचराजिकैका ॥
खर्जूरंचपुरुषकंप्रियालंतैलंतालफलंपचेन्मरीचं ॥ १५ ॥

અર્થ-બોરના અજીરણ ઉપર ઉનું પાણી, આંબળાના અજીરણપર રાઈ, ને ખજુર, ફાલસા, ચારોળી, એ ઉપર તેલ દેવું; અને તાડફળના પાચન માટે તીખાં મરી દેવાં.

नागरंहरातिबिल्वजांबवंपाचयेन्मधुरिकाकपित्थजं ॥
सर्वथैवसकलामयहंत्रीप्रीतयेग्निजननीगदितासा ॥ १६ ॥

અર્થ-બીલાં, જાબુડાં ને રાવણાં, એના અજીરણ ઉપર શુંઠ દેવી. અને કોઠાંના અજીરણ ઉપર વરીઆળી દેવી. એ બઉ કરીને સર્વે વ્યાધી નાશક, અગની દિપક એવી કહેલી છે

पनसामलकीफलपक्तयेभजतजर्संतरोश्चबीजकं॥
सकलमप्युदितंनुदितंफलंप्रपचतिप्रसृतंकपिकछुजं ॥ १७ ॥

અર્થ-પનસ, આંબળાં, એના અજીરણ ઉપર શીતાફળ દેવાં; અને કોઈ પણ ફળના અજીરણ ઉપર કૌચાં ( ભેરશીંગનાં બીજ) દેવાં.

आद्राम्रबीजंपनसेविकारेरसालपक्त्यैघनरावमुलं ॥
आपुपपक्तेःसजलायवानीसाकैश्चदुक्तापृथुकस्यपक्तयै ॥१८॥

અર્થ-ફનસ ભક્ષણથી વિકાર થઓ તો, કેરી અંદરની ગોટલી દેવી; અને કેરી રસના અજીરણ ઉપર તાંજળજાનાં મુળ પાવાં; અને મરમરા નેવડાં, એના અજીરણ ઉપર અજમાને પાણી દેવું.

पालंकिकार्किशुककारवल्लीवार्ताकवंशांकुरमूलकानां ॥
चुंक्रीकिकालांबुपटोलकानांसिधार्थकोनेघरवस्यपक्त्यै ॥ १९

અર્થ-કંકોડાં, ચીચુરડા, કારેલાં, રીંગણાં, વાંસના અંકુર, મુળા, લુંણી, દુધીયું, ને પંડોળું, એના અજીરણ ઉપર રાઈ કે રાઈનું આપવું અને મધુર માંશના અપચ્યા ઉપર પણ તેજ.

पिशितपनशयोःस्यादाम्रबीजनपाकःकृशरमहिषयोपित्क्षीरयोःसैंधवेन॥द्विदलपरिणातिःस्यात्पिप्पलीदीप्यकाभ्यामपहरति तृषांभोवैदलानामजीर्णं ॥ २० ॥

માંસ, અને ફણસના અજીરણ ઉપર આંબાની ગોટલી દેવી, અને ખીચડી ને ભેંસના દુધના અજીરણ ઉપર સૈંધવ દેવું ને સર્વ દ્વિદળ (દાળ)ના અજીરણ ઉપર પીંપર ને અજમા દેવા અથવા પાણી દેવું.

पटोलवंशांकुरकारवल्लीफलान्यलांबुनेबहूनेजग्ध्वा ॥
क्षारोदकंब्रह्मतरोर्निपीतंभोक्तुंपुनर्याछतितावदेव. ॥२१॥

અર્થ-પંડોળાં, વાંસ અંકુર, કારેલાં, દુધીયું, એના અજીરણ ઉપર ખાખરાની રાખનો ક્ષાર દેવો. એટલે તુર્તજ ભુખ લાગીને ભોજનની ઇચ્છા થાય છે.

वास्तुकसिद्धार्थकचंचुशाकंप्रपातिसद्यःखदिरेणपाकं ॥
यथागुडःसूरणनागरंगैस्तथालुकंतंदुलवारिहंति ॥२२॥

અર્થ-ચુકો, રાઈ, લુણી, એની ભાજીનું અજીરણ થયું

તો એરથી પચન થાય છે. અને સુરણ નારંગી, એનીપર ગોળ દેવો. તેમજ અળવીના અજીરણ ઉપર ચોખાનું ધોણ દેવું.

पत्राणिपुष्पाणिफलानिपानिमूलानिपूर्वाणिमयोदितानि ॥
शाकानिसर्वाण्युपयांतिपाकंक्षारेणतान्येवतिलोद्भवेन. २३॥

અર્થ—જે મેં આગળ ફુળો, મુળ, કંદ, પત્ર, કહ્યાં, તે સર્વે અને સંપુર્ણ શાક ભાજી, એના અજીરણ ઉપર તલના તલ-સરાની રાખનો ક્ષાર દેવો.

कांजिकंहिलवणान्वितंशृतंपिष्टपाचनकमादिशंतिहि ॥
सर्पिरेवयवसक्तुसंयुतंमांसपाचनमथोष्णवारिणा ॥२४॥

અર્થ-પિષ્ટ (લોટ)નુ અજીરણ થયુ તો તેના પાચન માટે કાંજી પકવી તેમાં મીઠું નાંખીને દેવી; અને જવનું સુકત (આછી રાબ) અને ઘી, એ આટાના (સૂાતવાના) અજીરણ ઉપર; અને માંસના પાચન માટે ગર્મ પાણી દેવું.

श्यामाकनीवारातिलातसीनांनिष्पावकंगुयवषष्टिकानां ॥
मथेनपाकोथकुलित्थचिंचाशाकायपेयंतिलतैलमेकं ॥२५॥

અર્થ-સાંવો, દેવ ચોખા, તલ, અળસી, બંટી, કાંગ, જવ, સાઠી ચોખા, એના અજીરણ ઉપર સાતવો ઘી, દાડમ, ગોળ, એ એકત્ર કરવાથી જે મંથ થાય છે, તે દેવો. અને કળથી, આમલી, એના પાચન માટે એકલું તલ તેલ દેવું.

गोधूममाषौहरिमथमुग्दौयवान्सतीनान्किलतोनिहंति ॥
यन्मातुलुंगीफलमोतिपाकंक्षणेनसोयंलवणानुभावः ॥२६॥

અર્થ-ઘઉં, અડદ, ચણા, મગ ને જવ, તથા વટાણા, એના અજીરણ ઉપર તેજ અનાજના કોયલાને વાટીને પાવો. અને બીજોરાનું અજીરણ મીઠાથી એક ક્ષણમાં નાશ થાય છે.

खर्जूरिकाबीजकसेरुमीनामुग्दैर्यवानतैलयुतान्निहंति ॥
कर्पूरपूंगीफलनागवल्लीकाश्मीरजातीफलजातिपत्री ॥२७॥

कस्तूरिकासेतुकनारिकेलजलंपचत्वाशमसमुद्रफेन: ॥
निंबुफलेनाप्यथचोषणेनतक्रेणवासर्पिरुपैतिपाकं ॥२८॥

અર્થ-ખજૂર, કુમળ ડોડા, કચરા, મત્સ્ય, મગ, જવ, એના અજીરણ ઉપર તેલવાળાં ભક્ષ્ય પદાર્થો દેવાં. અને કપૂર, સોપારી, નાગરવેલી પાનની બીડી, કેશર, જાયફળ, જાવંત્રી, કસ્તુરી, સેતુ, એના અપચા ઉપર ને નાળીએરનું પાણી ન પચે તો તે સર્વના પાચન માટે સમુદ્ર ફીણ દેવું. ઘીના અજીરણ ઉપર- લિંબુ, મરી અથવા છાશ, મરી ચૂર્ણ સાથે દેવી.

तैलानिसर्वाणितिलादिकानांप्रयांतिपाकंकिलकांजिकेन ॥
श्याताद्विकारेलवणंशतक्रंतयोर्विकारेचपरस्परंते ॥२९॥

અર્થ-સંપૂર્ણ તલ આદિનાં ખાવાનાં મીઠાં તેલ, કાંજી (ચોખાની આછી જરણ જેવી રાબને આથે નાંખીને, તેમાં ઉભી કરેલી ખમીરથી ખટાસ તે) થી પચન થાય છે. અને કાંજીનો વિકાર થઓ તો મીઠું નાંખીને છાશ પાવી; ને છાશને પીષ્ટના વિકાર ઉપર પરસ્પર છાશને મીઠુંજ વાપરવું.

शृंगवेररशएवकेवलंक्षारतोयमथवापलाशजं ॥
एक्षवंरशमुदश्यात्तिक्षणादाग्निवेशमुनिनेदमीरितं ॥३०॥

અર્થ-શેરડીના રસના અજીરણ ઉપર આદુ ( શુંઠ ) નો રસ અગર ખાખરાની રાખની ઉપરનું ક્ષારવાળું પાણી દેવું, એમ "અગ્નિવેશે" કહેલ છે.

माहिषेपयासिशैंधवंयथासैंधवंकृशरपक्तयेतथा ॥
कांजिकंचविदलान्नपक्तयेशीलयंतिजठराग्निशक्तयोः॥३१॥

અર્થ-ભેંશના દુધ ઉપર, ને ખીચડીના અજીરણ ઉપર સીંધાલુણ દેવું, અને દ્વિદળાન્ન (સીંગી અન્ન) પચન થવા માટે કાંજી પાવી.

किमत्रचित्रंवहुमांसमत्स्यभोजीसुखीस्यात्परिपीयमृक्तं ॥
असद्गुतंकेवलवन्हिपक्कमांसेनमत्स्यःपारिपाकमेति ॥३२॥

અર્થ-ઘણાં માંછલાં અને માંસ, એનું અજીરણ (કપચો)

સૂકત પ્રાશનથી મટે છે એમાં તો શું આશ્ચર્ય, પરંતુ માછલાંનું અજીરણ એ કેવળ અગ્નીપર શેકેલું માંસ ખાવાથીજ પચન થાય છે એ આશ્ચર્ય છે.

*कपोतपारावतनीलकंठकपिंजलानांपिशितानिजग्द्वा ॥
कास्मर्यमूलंपरिपीयपिष्टंसौवर्चलंवासहभूक्तमुक्तं ॥२३॥

અર્થ—હોલાં, પારેવાં, મોર, કપિંજળ, ને તેતર, એના માંસનું અજીરણ થયું હોય તો શીંણવી ઝાડનાં મુળ (કચ્છમાં ગાંગીલવા નામનો મેવો થાય છે તેનાં ઝાડ) ને વાટીને, તેના રસની અંદર સંચળ નાંખીને દેવો.

कोषणेनमंडेनगवांपयस्तुव्योषाद्रसालःपरिपाकमोति ॥
शंखस्यचूर्णेनहयारिनारीपयोदधिक्षीरमुपैतिपाकं ॥२४॥

અર્થ-ગાયના દુધના અજીરણ ઉપર ઉનો મંડ (રાબ) દેવો. અને કેરીના અજીરણ ઉપર શુંઠ, મરી, ને પીપરના ચૂર્ણ ને આપવું. અને ભેંશનું દુધ, દહીં ને છાશના અજીરણ શંખ ના ભસ્મથી પચન થાય છે.

शुंठीसतीनस्यचनागरंगंजंबीरयोःकोद्रवकानिहंति ॥
जिरामिराचंदनगौरिकाभ्यामभ्येतितज्जाअपियेविकाराः॥२५॥

અર્થ-વટાણાના અજીરણ ઉપર શુંઠ, ને જંબીર, નારંગી ના અજીરણ ઉપર કોદ્રા, અને કોદ્રાના વિકાર ઉપર જીરૂં, તીખાં, ગેરૂ, એથી નાશ પામે છે.

शुंठीसपथ्यालवणेनसार्धदेयाशकृत्तद्विदलेविकारे ॥
अजीर्णमात्रेपिहितंभवेतज्जंबीरनीरेणयुतंप्रदद्यात् ॥२६॥

અર્થ—દ્વિદળ (દાળોનાં) અન્નના અજીરણપર શુંઠ, હી

---

* ઉપરના માંસ મત્સ્ય ભક્ષણના અજીરણ માટે જે શ્લોકો, એ આજના હિંદુ કહેવાતા ગુજરાતિ આર્યોને ઉપયોગના થોડા છે. માટે લખવા ન જોઈએ. પણ, આ પ્રાચીન ગ્રંથ ત્રુટક થાય માટે તેમ કર્યું નથી.

મજ, ને મીઠાનુ ચૂર્ણ દેવું અથવા કોઈ પણ અજીરણ માત્ર ઉ-
પર શુંઠ હીમજ ને મીઠાનુ ચૂર્ણ લિંબુ રસમાં દેવું.

वटोवेसवाराल्लवंगेनफेनीतथापर्पटःशिग्रुविजेनयाति
कणामूलतोलज्जकापूपशुंठ्याविपाकोभवेच्छष्कुलीमंड्योश्च।३७।

અર્થ—વડાના અજીરણ ઉપર વેસવાર (પૂરણ અગર રા-
ઇતું) ને ફેણીના અજીરણ ઉપર લવિંગ, પાપડના અજીરણ ઉ-
પર સરગવાનાં બીજ, લાડવાના અજીરણ ઉપર પીપરીમુળ, અ
ને ધારડાં, ફુલવડાં ને પુડલાના અજીરણ ઊપર શુંઠ આપવી.

श्वाविद्गोधागंडकाश्चित्ततैलादयावक्षाररात्कोलकुर्मादयोपि ॥
मौद्गापूपात्पापसंयातिपाकंसामुद्रस्याप्यारनालंसुखाय॥३८॥

અર્થ—શીયાળ, ઘો, ગેંડું, જરખ, એના માંસના અજી-
રણ ઉપર તેલ, અને ડુકર, કરચલો, ઈત્યાદિના અજીરણ ઉપર
જવખાર અને દુધના અજીરણ ઉપર મગનું અન્ન, મીઠાદિકના
વિકારપર કાંજી દેવી.

तप्तंतप्तंहेमवातारमग्नौवारंवारांक्षिप्तमंभस्यथैव ॥
पीत्वातोयंदीर्घकालोपपन्नमंभोजीर्णंशीघ्रमेवजहाति॥३९॥

અર્થ-ઘણા દિવસના અજીરણ ઉપર સોનુ અથવા રૂપુ
તપાવી લાલ કરી, તેને પાણીમાં જામી, તે પાણી પીવા માટે આ
પવું.

कुष्मांडकंचित्तपूंगीफलेचककोंटकीचत्रपुसीफलंच ॥
निहंतिसद्योहिकरंजबीजरसंतथावारुणिमूलमेकं ॥४०॥

અર્થ—સાકર, કોળું, સોપારી, કાંકડી (ચીભડાં) કંટોલાં
એના અજીરણને કરંજના બીજ નાશ કરે છે. તેમજ ઈંદ્રાવ-
ણાંનાં મુળ પણ.

पटोलबिंबीफलकारवेल्लंक्षुद्राफलानांतुब्रहत्फलाच ॥
वार्तिकजंवारुणीमूलमेकंखद्राचककोंटककर्कटीच ॥४१॥

અર્થ-પંડોળાં, જુમખડાં-ગલકાં, કારેલાં, અને બારીક

ફળનાં વૃક્ષ, એના અજીરણ ઉપર શીંગણી, ઈંદ્રાવણાનાં મુળ, કાકડી ને શયન, અથવા કંટોલી દેવી.

पिच्छलाचफलपत्रधोलिकावत्सभक्षकमथाशिग्रुपत्रिका ॥
मेघनादभुजगोप्पराजिकाफंजिकाद्यशनजेहिविकारे ॥४२॥

અર્થ—મોચરસ, સેંમળાના ફળ, પાન, ને ડોડવાં એ પદાર્થ જરખ ને નારના માંશના અજીરણને પચન કરે છે, અને સરગવાના પાનને તાજળજે નાગરવેલ, રાઈ, ફાંગ (ભાંગ) એના અજીરણ ઊપર કાંજી, દહીં, ખેરનો ઉકાળો, અથવા તાડનું દુધ (નીરો કે તાડી) પચન થવા માટે દેવું.

मृगस्यमांसंश्रमजानुकूलंव्यवायजातेशयनंप्रवाते ॥
क्षीरोषणासैंधवसाधितंतुछागांडमुक्तंतदिहैवयुक्तं ॥४३॥

અર્થ-શ્રમાજીર્ણ ઉપર મૃગનું માંસ; સ્ત્રીગમનાજીર્ણ ઉપર પવન સાથે શયન કરવું, અથવા દુધ, મરી, સેંધવ, એથી તયાર કરેલ શળીનો આંડ દેવો. (અગર દુધ, સાકરને ઘીનો કઢો એલચી, જાયફળ ને કેશરે, એ દેવું.

स्नेहाजीर्णेरोगीणांमुद्रचूर्णंहन्यान्मुस्तोहांतिवैरेचकाणां ॥
माषडर्यानिंबुमूलेनपाकंचिंचामुचत्यम्लतांचूर्णयोगात् ॥४४॥

અર્થ—સ્નેહ (ઘી, તેલ ચરબી, અસ્થિ તેલ વગેરે) પદાર્થના અજીરણ ઉપર નાગર મોથ; અડદના અજીરણ ઉપર લિંબુનું મુળ; અને આમલીના અજીરણ ઉપર ચુનો દેવો. આ ચુનાથી ખટાશ નાશ પામે છે.

कोष्णांबुपिष्टान्नभवेोहेदेयंप्रयालमज्जास्विदमेवपथ्यं ॥
मात्स्येतुमाकंदफलंनिहंतिगोधूमकंकर्कटिकानिहंति ॥४५॥

અર્થ—પિષ્ટાન્નના અજીરણ ઉપર ઉનું પાણી; અને આંબાની ગોઠલીના અજીરણ ઉપર પણ તેમજ. અને માછલાના અજીરણ ઉપર કેરી રસ, અને ઘઉંના અજીરણ ઉપર કાકડી દેવી.

सद्यःप्रियालंविनिहंतिपथ्यामध्वन्नजीर्णेपिवदंतिपथ्या ॥

पिंडालुकःकोऽन्नपाककारीखंडस्तुमाषान्नविकारहारी ॥४६॥

અર્થ-ચારોળી અને મદ્યના અજીરણ ઉપર હીંમજ, ને કાંદાના અજીરણ ઉપર શ્વેત રતાળુ. અને અડદના અજીરણ ઉપર સાકર આપવી.

मुखंदह्यतेचूर्णकेनप्रमादातयदानागवल्लीदलस्थेनपुंस : ॥

सितातैलसौवीरकैस्तन्निवृतिःपृथकतस्यगंडुषएवोपदिष्टः॥४७॥

અર્થ—પાનમાં ચુનો વધારે થઇને મોઢું આવી જાય, તો તે પર સાકર, તેલ, કાંજી, એ આપવાં; અથવા કાંજીનેજ મોઢામાં રાખવા આપવી.

उष्णेनशीतंशिशिरेकवोष्णंआम्लेनक्षारगणोगुणाढ्यः॥

स्नेहेनतीक्ष्णंवमनातियोगेसिताहितास्यादितिकाशिराजः४८॥

અર્થ-ઉષ્ણ (ગર્મ) ઉપર શીત, ને શીત (થંડાઇ) ઉપર મંદોષ્ણ; ખટાસ, ઉપર ક્ષાર, તીખાસ ઉપર સ્નેહ (ઘી, તેલ, દુધ વિગેરે ચીકણતા); અને બહુ ઉલટી ઉપર સાકર દેવી. એવો કાશિ રાજાનો મત છે.

वमनबस्तिविरेचनभेषजंयदिहकर्मानिजंकुरुतोखिलं ॥

तदिहविश्वयवासकसाधितंपिबतपाचनकंरजनीमुखे ॥४९॥

અર્થ-વમન, બસ્તિ (પીચકારી) વિરેચન (રેચ) ઈત્યાદિ લેવાની પેલાં આગલા દિવસની રાત્રે શુંઠ, ધમાસાનો કુવાથ પાચન માટે દેવો.

शीतोदकंनस्यगदापहारिनारीपयश्चांजनरुङ्निवारि ॥

रालोदकंधूमगदेपुशस्तंधात्रीफलंचातिविरेचनार्तौ ॥५०॥

અર્થ-શીતોદક (થંડુ પાણી), નાશારોગ નાશક; સ્ત્રી દુધ, અંજન વિકાર ઉપર; ધુમ વિકાર ઉપર રાળનું પાણી, અને રેચ ઉપર આંબળાં દેવાં.

श्रवणपूरणजेतिलतैलजंश्रवणपूरणमेवसुखंविदु ः॥

कवलजेपुगदेष्वथकारयेत्कवलमार्द्रकजद्रवसंयुतः ॥५१॥

અર્થ-કર્ણના વિકારમાં કાનમાં તેલ નાખવું; અને દંત રોગ ઉપર આદુના રસ સાથે કવળ ધારણ કરવો.

मदयतिनहिमद्यंजातुचेत्पीतमद्यःपिबतिघृतसमेतांशर्करामेवसद्यः॥अथघनमधुकैलाकुष्टदार्व्यैलवालुप्रगटितकवलास्येमद्यगंधोपिनस्यात्॥५२॥

અર્થ-મદ્યપાન કરવાથી અમલ આવે નહીં તો તેપર ઘી, સાકર દેવી, અને મદ્યથી બહુજ માદક ગુણ થયો તો નાગરમોથ, જેઠી મધ, એલચી, કોષ્ટ કોલિંજન, દારૂ હળદર એનું ચૂર્ણ મુખમાં રાખવું એટલે મદ્યનો વાસ પણ આવતો નથી; તો પછી કેફ તો કયાં રહે.

माषामृतांभोधरकट्फलानांचूर्णंयथापूर्वविवर्धितानां ॥
विमर्द्यवक्त्रेघृतमाशुहंतिसुरारसोनादिजमुग्रगंधं ॥५३॥

અર્થ—અડદ, ગળો, નાગરમોથ, કાયફળ, એ પદાર્થો એક થી વધારે વજને ઉત્તરોતર લઈને, તેની ( મધમાં ) ગોળી કરીને મોઢામાં રાખવી; એટલે મદ્ય સબંધી ખરાબ ઘાણવાળો, ને લસણની ઉગ્ર ગંધનો મુખ શ્વાસ આવતાનો નાશ કરે છે.

कुस्मांडकस्यस्वरसोगुडेनपीतोमदंकोद्रवजंनिहंति ॥
पयोनिपीतंसितयासमेतमुन्मत्तमत्तत्वमपाकरोति ॥५४॥

અર્થ-કોદ્રાના મદ ઉપર સાકર કોળાના રસમાં મધ નાખીને દેવો; અને ધતુરાના મદ (કેફ) ઉપર દુધ, સાકર નાખી તે પ્રાશન માટે દેવું.

घ्रात्वास्वकक्षांविपिनोपलंवासंप्राश्यकिंचिल्लवणंनरोवा ॥
शीतांवुपीत्वाचुलकेनवापिप्रसल्यपूंगीमदमुज्जहाति ॥५५॥

અર્થ-સોપારી લાગે છે તે ઉપર આપણી રાખ, અથવા વગડા પથર સુંઘાડવો; અથવા ધુંટડાથી થંડ પાણી પીવું (અને મુખપર છાંટવું) એટલે સોપારીનો મદ ઉતરશે.

सैंधवांत्रिकटुधान्यजीरकदाडिमीरजातिरामठकान्वितैः ॥
पाचनोथजठराग्निदीपनोवेसवारनदितोमनीषिभिः ॥५६॥

અર્થ—સીંધા લુણ, શુંઠ, મરી, પીપર, ધાણા, જીરૂ, દાડમ છાલ, હળદર, ને હીંગ (શેકેલ) એ પદાર્થ નાખીને કરેલ વેસવાર (પુરણ) તે પાચક ને જઠરાગ્નિને વધારનાર છે.

गुडमधुकांजिकतक्रविभागास्युर्द्विगुणास्तुयथोत्तरमेत्ते ॥
त्रीणिदिनानिचधास्यसमूहेस्थापितमेतदुशांतिहिसूक्तं॥५७॥

અર્થ-ગોળ, મધ, કાંજી ને છાશ એ પદાર્થ બમણાં વૃદ્ધિથી લઈને એકત્ર કરી ત્રણ દિવસ ચોખા વિગરે અનાજના ઢગલામાં પુરી મુકવું, (તેમ સિદ્ધ થાય) તેને સૂકત કહે છે.

सूक्तमुक्तमपितद्बहुभेदंहंतिसर्वमिदमामजखेदं ॥
यन्मयात्रगदितंमधुसूक्तंतद्भिषग्भिरपिपाचनमुक्तं ॥५८॥

અર્થ-સુકત (સુરકા) રૂષીઓએ અનેક તરેહના કહેલા છે, તે સર્વે આમ (કોઠા આદિમાં કચાસ રહેલી તે) પાચક છે. જે મેં આંહી મધુ સૂત્મ કહ્યું તેજ વૈદ્યોએ• પાચક કહેલ છે.

यावैमुनीनामनवद्यपद्याश्रीकाशिराजेनाशिशोःसुखाय ॥
स्फुटीकृताजीर्णविषामहंत्रीजीयाच्चिरायामृतमंजरीयं ॥५९॥

અર્થ-આ અજીર્ણ મંજરી, જેમાં સારાં પદો યોજેલાં છે એ અજ્ઞ લોકને સુખ કરવા માટે કષ્ટકારક અજીર્ણનો નાશ કરનાર એવી આ "અમૃત મંજરી" રૂપથી ઘણા દિવસ લોકમાં રહો.

समाप्ताजीर्णमंजरीयं.

—∞—

## परिशिष्ट.

### સર્વ પ્રકારના અજીર્ણ ઉપર.

### દેશી ઉપાય.

"प्राणेश्वरिश्रिततमेवदाकिंवदामितत्कांतभोकिमु
मृगाक्षियदग्निकारी॥सम्यकशृणुप्रणयिनिप्रणयनशृणोमि॥
स्वादेत्सानिंबुरससैंधवसत्रगबेरम् ॥

અર્થ—હે રત્ન કળાપતિ! મને સારાએ ભુખ લાગતી નથી એનો કાંઈ ઊપાય કહેશો? લોલિંબરાજ— ઓ! પ્રાણપ્રિયા લીંબુનો ને આદુનો રસ સમભાગે કરી તેમાં તેટલુંજ સીંધાલુણ મિશ્રિત કરી જમવાની અગાઉ લેવું એટલે અગ્નિ પ્રદિપ્ત થાય છે. (આની અવેજીમાં આદુનું અથાણું ખાવામાં લેતાં ચાલશે.)

### હિંગળાષ્ટક ચૂર્ણ.

हिंगुव्योषाजमोदाद्विजरणलवणंप्राकभजेत्साज्यभुक्तं
कुर्याज्जाज्वल्यमानंज्वलनमनिलजंगुल्ममेतान्निहंति ॥

અર્થ—શેકેલ હિંગ, શુંઠ, મરી, પીપર, અજમા, જીરૂં, સાહાજીરૂં ને સૈંધવ, એટલાંવાંનાં સમાન ભાગે લઈ ચૂરણ કરીને ભોજન પેહેલાં ઘીમાં કાલવીને દેવું. એટલે અગ્નિ પ્રદિપ્ત થાય છે, ને વાયુ ગોળો મટે છે. આ ફાકીને "હિંગળાષ્ટક ચૂર્ણ" કહેવાય છે.

### લશણાદિ થેપલી અગર ગોલી.

लशुनजीरकगंधकसैंधवत्रिकटुरामठचूर्णमिदंशुभम् ॥
सपदिनिंबुरसेनविषूचिकांहरातिभोरतिभोग--विचक्षणे ॥

અર્થ-લસણ, જીરૂં, ગંધક, સૈંધવ, ત્રિકટુ (શુંઠ, મરી, પીપર) ને શેકેલહીંગએટલાં ઔષધોનું બારીક ચૂર્ણ કરીને લિંબુના રસનો પટ આપી ગોળીઓ કરી રાખવી. કે તેની થેપલીઓ અગર

થડીઓ બમાવવી. ત્યાર બાદ તેને છાંએ સુકવી, લેવી. પછી તે અજીર્ણ વિસૂચિકા અને આનાહ, આદમાન, અને પેટની ચુંક વિગરેમાં શેકીને, કે તેમજ લેવી એટલે આરામ થઈ, જાહાડો પણ મટે છે.

## ઈંગ્રેજી ઉપાય.

### આમ્લપિત્તાજીર્ણ ઉપર.

પ્રથમ એક ઉલટી અગર ઝાહાડાનો રેચ લેવો. પછી શુંઠ, કલુંબો, ને શોડા (તેના બદલામાં સાજીખાર, કે ચોખો પાપડીઓ ખાર ચાલશે), એ ત્રણ જણશો સરખે ભાગે લઇને ખાંડી ચુરણ કરવું. પછી તેમાંથી નિત્ય ૦ા-૦ા રૂપીઆ ભાર સાંજ સવાર લેતા રહેવાથી; અજીરણ, આમ્લપિત (છાતી ને ગળામાં જળ જળ બળે છે, ને કેટલાકને ખાટા ઘચરકા આવે છે તે), આંતરડા ની નબળાઇ ને મંદાગ્નિ ઇત્યાદિ મટે છે. અગર

મરી અને કરીઆતાની વાદડી ઉપર પ્રમાણે લેતા રહેવું અગર—

પેપસીન (વારાહ આંત્રસત્વ) અને પીપરીનને વજનથી લેવું. જમવા પછી પેટમાં દુખાવો થતો હોય તો "બીસ્મથ સબ નાઇટરાસ" વજનથી લેવું. અને પછી બાર્ક, લોહ, ઝેર કોચલાં વગેરે બળદાયક દવા વજનથી લેવી જારી રાખવી. છેવટ દાકતર કે વૈદની સલાહ લેવી. એજ.



# જાહેરખબર.



આ નીચે લખેલાં ઔષધો એ મારી પાસેથી અને મારા મિત્ર વૈદ્યો કનેથી સસ્તી કિંમતે ને સરસ બનાવટનાં મળશે.

રૌપ્યભસ્મ, તામ્રભસ્મ, લોહભસ્મ, (ગજવેલની ખાખ), બંગભસ્મ, મંડુરભસ્મ, મૌક્તિકભસ્મ, જસ્તભસ્મ, પ્રવાળભસ્મ, વસંતની માત્રા, યોગરાજ ગુગ્ગુળ, કેશોરગુગ્ગુળ, ચંદ્રપ્રભા, ત્રીફળાગુગ્ગુળ, શંખવટી, જ્વરાંકુશ, અગ્નિરસ, અજીર્ણકંટક, આનંદભૈરવ, બાળાગોળી, બાળસોગઠી, સુદર્શનચૂર્ણ, શીતોપલાચૂર્ણ, હિંગવાષ્ટકચૂર્ણ, પાચનચુર્ણ, રાજરોહેડો, કસ્તુરી, ભીમશેની બરાસ, ગળોનું સત્વ, સ્ત્રીઓને ખાવાનું બત્રીશું, ( અષ્ટવર્ગ પ્રતિનીધી ); અને કોઇનન વિગેરે ઈંગ્રેજી દવાઓ.

એમાંથી જે જેને જોઇતી હોય તે તેણે નીચેની સહીવાળે સરનામે માહીતિ મેળવી મંગાવવી.

એ શિવાય, દાહાડવો, એકાંતરીઓ, ને તરીઓ, એ આદિ દરેક પ્રકારના તાવ, ચાંદી, વિસ્ફોટક, ધાતુવિકાર ને નબલાઇ; અને સન્નિપાત, પાંડુ, સુવારોગ ને બાળરોગ, એ વિગેરે રોગ જેને હોય, તેને પણ યોગ્ય ઘટતો ઠરાવ કરી થોડા દિવસની અંદર મટાડવામાં આવશે. એજ.

વૈદ્ય. મયારામ સુંદરજી.
નિવાસ. કુંડલા—કાઠિઆવાડ.

